ગુજરાતી વાર્તા સીરીઝ—

Reg. No

# પુષ્પહાર.

પ્રયોજક,

ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા

બેગમપુરા—સુરત.

વાર્ષિક મૂલ્ય માત્ર બાર આના.

(પોસ્ટેજ સાથે વી. પી. જુદું)

અગીઆરમું પુષ્પ.

## પ્રકરણ ૫ મું.          પ્રજ્વલિત પ્રતિભા.



( મન્દાક્રાન્તા )

છે સ્ત્રીઓના તન મન તણો એક સ્વામીજ સ્વામી,
ને તેઓમાં પ્રકૃતિ પતિની જાય તદ્રૂપ જામી;
જો ના જામે યદિ વિધિબળે રોજની રહે લડાઇ,
ને તે ઘેર કલહ તણી હંમેશ થાશે વધાઈ



જે રાત્રે પ્રભા અને કાન્તિલાલ વચ્ચે ગત પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે વાતચિત્ત થઈ, તે રાતે શાન્તિલાલે ઘેર ન આવતાં મહોલ્લામાં કોઇને ત્યાં કંઈ બીજ-લસમાં (નૃત્યગીતમય કીર્તન) રાત ગુજારી. સ્ત્રીઓનું નામ અબળા છે, તેનું બધું જોર તેનો સ્વામી છે. સ્વામીના બળથી તેઓ બલવાન્ બને છે. પ્રતિભા પોતાના પતિના સ્વભાવને સારી રીતે જાણતી હતી, તો પણ આ સર્વ વૃત્તાન્ત તેને સંભળાવી ન શકવાથી ઉદ્વિગ્ન થઇ. શું કરવું જોઇએ, તેનો કંઈ પણ નિશ્ચય કરી શકી નહિ. ઘણીવાર સુધી શોચ-વિચાર કરી એણે ગૂપચૂપ સૂઈ રહેવાનો નિશ્ચય કર્યો. સૂવા ગઈ, પણ નિદ્રા ન આવી. વારંવાર કેડ બદલવી એને સારી ન લાગી. આખરે બિછાના પર કેટલોકવાર બેસી રહેવાથી તરત ઉંઘ આવી જશે, એમ ધારી બિછાના પર બેઠી. કિન્તુ ઘણો વાર બેઠાં છતાં એ તેનું કંઈ શુભ

પરિણામ આવ્યું નહિ. અનેક ઉપાયો કરવા છતાં પણ જ્યારે ઉંઘ ન આવી, ત્યારે તેને **શા**મીને મોકલી પોતાના સ્વામીને તેડાવી લેવાનું વાજબી લાગ્યું. **શા**મી ભર ઉંઘમાં હતી. ઘણી બૂમો મારતાં તે ઉઠી. **પ્ર**તિભાએ કહ્યું "શામી, તું એક વાર જઈ જો તો ખરી, કે તે ક્યાં છે? જો એ તને મળે તો તેને બોલાવી લાવ."

**શા**મી—હું તેને ક્યાં ઢુંઢીશ? તે અત્યારે ક્યાં હશે?

**પ્ર**તિભા—હું જાણું છું. આજે જ્યાં મીજલસ છે, ત્યાં તે હશે. મને દિવસે કહી ગયા છે, કે **આજની** રાત હું મીજલસમાં જવાનો છું.

અડધી રાત વીતે ઉંઘમાંથી જગાડી કોઈ પાસે કંઈ કામ લેવું સહેલું નથી. ઉંઘ એક એવી પ્રબળ શકિત છે, જે પુરૂષોને પણ નિશ્ચેષ્ટ બનાવી દે છે. તો પછી શામીની તો વાતજ શી? **શા**મી બંને હાથે આંખ ચોળતી બોલી, "હું ત્યાં શી રીતે જઇ શકીશ? લોકોની ભીડમાં મને તેમની પાસે કોણ જવા દેશે?"

**પ્રતિભા—શા**મી, શું આજ તું પહેલ વહેલી જાય છે? શું લોકોની ભીડમાં આજ સુધીમાં તું કોઈ વાર નથી ગઈ વારૂ?

**શા**મી—હું તારી વાતનો જવાબ નથી આપી શકતી, ચાલો, હું જાઉં છું. એમ કહી **શા**મી **શા**ન્તિલાલને શોધવા ચાલી.

**શા**મીને મોકલી **પ્ર**તિભાને તદન નિરાંત વળી નહિ. એના મનની વ્યગ્રતા જો કે કંઇ ઓછી થઇ ખરી. કેટલાક વખત સુધી તે શાન્તિલાલના આવવાની રાહ જોતી બેસી રહી, પરંતુ આખરે

સૂઇ ગઇ. રાતની પાછલા પહોરની ઠંડીથી એની આંખો મીચાઈ ગઈ. જે- ઉંઘ અનેક ઉપાયો કરવા કરવા છતાં પણ આવતી ન હતી, તે આ વખતે તેને અનાયાસે આવી ગઇ. પ્રતિભા પ્રકૃતિની ગોદમાં ઉંઘી ગઈ.

**શા**મી મીજલસમાં જઇ ત્યાં આમ તેમ ધૂમી ચારે તરફ જોયું, પણ **શા**ન્તિલાલ કયાંએ જણાયા નહિ, ત્યારે એક જગાએ ઉભી રહી ચારે તરફ આંખો ફેરવવા લાગી. મહા પ્રયત્ને તેની નજર સારંગી વગાડ- નારના વાજો પર પડી. તેને જણાયું કે **શા**ન્તિલાલ આ સર્વ સાથે મળી સારંગી વગાડી રહ્યા છે. કિન્તુ તેઓ આવી રીતે આ લોકોની સાથે બેસી સારંગી કેમ વગાડતા હશે, તેનું કંઇ પણ કારણ તેને સમ- જમાં આવ્યું નહિ. તે ઘણો વાર તેનું મ્હોં તાકીને એવી મતલ- બથી જોઈ રહી કે તે મારી તરફ જુએ, અને મને કંઇ ઇશારો કરે પણ **શા**ન્તિલાલ તો સારંગીની ધૂનમાં હતા, તે **શા**મીની તરફ શી રીતે જુએ? **શા**મી પોતાને અકૃત કાર્ય થતી જોઈ ફરી એકાગ્ર મનથી તે મિજલસને જોવા લાગી.

અહીં **પ્ર**તિભા નિદ્રા દેવીની ગોદમાં વિશ્રામ લઈ રહી છે. નિદ્રાએ થોડી વારને માટે એને સંસારના ઝગડાથી મુક્ત કરી દીધી છે. નિદ્રાનો કેવો અતૂલ પ્રભાવ છે? નિદ્રિત થતાં લોકો રોગ, શોક, જ્વાલા, દુઃખ આદિ સર્વ સન્તાપ ભૂલી જાય છે. નિદ્રામાં એવી મોહિની શકિત છે, કે જેનાથી સંસારના સર્વ જીવ એને આધીન થઈ રહે છે. આવી અદ્‌ભુત શકિત બીજા કોનામાં છે? દિવસમાં સાંસારિક ઝગડાઓથી જે ચિત્તમાં ઉદ્વેગ ઉત્પન્ન થાય છે, રાતે નિદ્રા આવતાંજ તે સર્વ ઉદ્વેગ દૂર થઇ જાય છે. નિદ્રા સમાન

શાન્તિ આપનારી સંસારમાં બીજી કોઈ ચીજ નથી. ચિન્તાથી સન્તપ્ત હૃદયને અન્તરંગિણીની પેઠે સાન્ત્વના આપવાવાળી નિદ્રાજ છે. કિન્તુ જે ચિર દુઃખી છે, તેને કશાથી પણ સુખ નથી. કદાચિત એના ઉપર નિદ્રાની કૃપા થાય તો પણ દુઃસ્વપ્નો નિદ્રાના શત્રુ બની નિદ્રિત વ્યક્તિને સુખ શાન્તિથી વંચિત કરી દે છે.

પ્રતિભા પોતાના પુત્રને છાતીએ વળગાડી ઉંઘી ગઈ છે. માથાની સામે ગોખમાં દીવો બળી રહ્યો છે. હવા લાગતાં તેની જ્યોત સદા ચલાયમાન સ્થિતિમાં છે, જેથી પ્રતિભાનું મુખ સ્પષ્ટ જણાઈ શકતું નથી. હવાની ગતિ બંધ થતાં દીવાના પ્રકાશમાં પ્રતિભાના મુખની શોભા સ્પષ્ટ જણાતી હતી. તેના માથાનું વસ્ત્ર ડાબી બાજુથી નીચે દબાયેલું હતું. મ્હોં પર પસીનાના બિન્દુ મોતી માફક ઝળકી રહ્યાં છે. બંને હોઠ જરા જરા હાલતા હોય, એમ માલૂમ પડતું હતું. ચહેરા પર ચિન્તાની છાયા ઝામેલી દ્રષ્ટિ ગોચર થતી હતી. નિદ્રિત અવસ્થામાં પણ પ્રતિભા કોણ જાણે શું ને શું વિચાર કરી રહી છે? ઉંઘ પૂરી થતાં પ્રતિભાને જણાયું કે સવારે થઈ ગઈ છે. તે રામનું નામ લેતી તરત ઉઠી, અને જયન્તને સાથે લઈ બહાર આવી .



## પ્રકરણ ૬ ઠું.          દિગમ્બરીનો પ્રવેશ.

( શાર્દૂલ વિક્રીડિત. )

જ્યાં સુધી વ્યવહાર સર્વ ઘરના ચાલે અતિ સંપથી,
ને કુટુમ્બો સહુ તણાં મન મળ્યાં રહે પ્રીત અત્યન્તથી;
કિન્તુ જો કથળે કદી ગૃહ, તદા જાશે પરાયાં ચરી,
ના કુસંપ થતે, પ્રવેશ કરતે શું દુષ્ટ દિગમ્બરી ?

વાચક ગણને સ્મરણ હશે કે આ પૂર્વે એક પ્રકરણમાં દિગમ્બરીની કંઇ ઓળખાણ કરાવી છે. અહીં તેનો કંઇ વિશેષ પરિચય કરાવવો અમને આવશ્યક જણાય છે. કાન્તિલાલના ઘરથી પશ્ચિમે દશ બાર ઘર મૂકતાં દિગમ્બરીનું ઘર છે. એનાં બે ઘર હતાં. એક સુવા બેસવાનું, અને એક રસોઇખાના માટે. સામે નાની સરખી અગાસી છે. અગાસીના દક્ષિણ ભાગમાં એક નાનો સરખો બગીચો છે. બગીચામાં વધુ ભાગે ફુલોના છોડ, એક બે પપમ અને નારીએળીના તથા બીજાં કેટલાંક વૃક્ષો પણ હતાં. ઘરનું આંગણું એટલું બધું સાફ હતું કે સિંદુર વેરાઇ જતાં પણ જેમનું તેમ ઉડાવી લઇ શકાતું. આ ઘરમાં દિગમ્બરી ફક્ત એકલીજ રહેતી હતી.

દિગમ્બરીના રૂપ ગુણનો પરિચય કરાવવો કંઇ સહેલી વાત નથી. એના શરીરનો રંગ ગુલાબના ફૂલ જેવો ન હતો, ચંપાના

ફૂલ જેવો ન હતો, માલતીના ફૂલ જેવો ન હતો, દિવાની રોશનીના જેવો ન હતો, તેમ ચંદ્રમાની ચાંદની જેવો ન હતો, આ સર્વ ઉપમાન વસ્તુઓને એકઠી કરવાથી જેવો રંગ થશે, તેવો પણ ન હતો. ત્યારે એના શરીરનો રંગ કેવો હશે વારૂ ? પાઠકગણ એ સમજવાની તમે જાતે કોશીશ કરી લો. જો ન સમજી શકો તો આ કથાનકને આટલેથીજ વાંચવું છોડી દો. જ્યારે આપે આ કથાનક વાંચવું શરૂ કર્યું છે. ત્યારે આપની શકિત પણ અજમાવો ? ગ્રન્થકારો સ્પષ્ટ રૂપે કોઇ વિષયનું વર્ણન કરતા નથી. જો તેઓ સ્પષ્ટપણે કોઇ વિષયનું વર્ણન કરે તો તેમાં હાનિ પણ શી ? કંઈ પણ નહિ. જો આપ આપની બુદ્ધિને તકલીફ આપવા નજ ઇચ્છતા હો, તો દિગમ્બરીનો રંગ કેવો હતો તે સંબંધમાં અમે જે કંઈ જાણીએ છીએ, તે સર્વ આપને વિદિત કરીએ છીએ.

પ્રથમ અમને દિગમ્બરીના શરીરનો રંગ બતાવી દેવોજ ઉચિત લાગે છે. એના વદનનો રંગ આપણી લેખિનીના અસ્તિત્વના કારણ રૂપ શાહી સરખો કિંવા રસોઈખાનાના ધુમાડા સરખો અથવા આબનૂશની લાકડી સરખો કિંવા અમાસના ચંદ્રના પ્રકાશ સરખો હતો, અર્થાત્ તે તદન શ્વેત-વિરોધી વર્ણની હતી. કદમાં બટકી, શરીર મોટું, માથામાં વાળો નાના, અને દાંત બબ મોટા હતા. આંખો તદન લાલ હતી. હોઠ નીચલી બાજુ જાણે લટકતા હોય એવા હતા. પગના તળીઆં જમીનથી હંમેશાં બે આંગળ ઉંચેજ રહેતાં. આંગળી એક બીજાના સ્પર્શથી સદા ડરતી રહેતી. દિગમ્બરી પોતાના બાપની મોટી પુત્રી હતી, એ કારણથી તેનો બાપ તેને દશ બાર વર્ષની

ઉમર સુધી પુત્રની માફક ધોતીઉં કોટ વગેરે પહેરાવી બધે પોતાની સાથે લઇ ફરતો હતો. આડોસ પાડોસનો કોઈ આદમી એવો ન હતો કે જે દિગમ્બરીને ઓળખતો ન હોય ! દિગમ્બરી પણ ઘણે ભાગે સર્વને ઓળખતી હતી, અને સર્વને ત્યાં જતી આવતી હતી. આ વખતે એની ઉમર ચાલીશ વર્ષથી ઓછી ભાગ્યેજ હશે. એક રીતે તે જન્મથીજ વિધવા હતી, કારણ કે વિવાહ થયા પછી એના પતિનો પરલોકવાસ એટલો તો જલદીથી થયો હતો, કે તે કેટલા દિવસ સધવા રહી એ કોઇ બરાબર બતાવી શકતું નહિ. દિગમ્બરી વૈધવ્ય અવસ્થામાં એક વાર સાસરે ગઈ હતી, પણ લોકો સાથે લડાઇ ટંટો મચાવી ત્યાંથી તે ચાર પાંચ દિવસમાંજ પોતાના બાપને ઘેર વિદાય થઇ આવી. એના બાપની કમાઈનું કેટલુંક દ્રવ્ય હતું, તેનાથી અત્યારે તે પોતાનો નિર્વાહ ચલાવે છે. દિગમ્બરીમાં એ એક અસાધારણ ગુણ હતો કે જે કોઇ એને ઘેર જતું, તેનો તે સારો આદર સત્કાર કરતી હતી. સર્વના ઉપર સમાન ભાવ રાખતી હતી. જ્યારથી તે ગુરૂ ગોંસાઇની દીક્ષા ગ્રહણ કરી રામાનન્દી તિલક લગાવી અને તુળસીની માળા પહેરવા લાગી છે, ત્યારથી આડોસ પાડોસના સર્વ લોક તેને "ભગવતી" કહે છે. અમે પણ હવે અહીંથી દિગમ્બરીની જગાએ એના ઉપનામનોજ ઉલ્લેખ કરીશું.

ગત પ્રકરણને અંતે જણાવ્યા પ્રમાણે પ્રતિભા જેવી જયન્તનો હાથ પકડી બહાર આવી, તેવીજ સામે ભગવતીને આવતી જોઇ પાછે પગે પોતાના ઓરડામાં ચાલી ગઇ. ભગવતી પણ પ્રતિભા તરફથી મોઢું મચકોડી લઇ પ્રભાના પાસે પહોંચી.

પ્રતિભાએ તુરત ઘરની બહાર નીકળી જોયું, તો જણાયું કે ભગવતી પ્રભાની પાસે ગઇ છે. પ્રતિભા જે ઘરમાં રહેતી હતી, તેની જોડાજોડજ પ્રભાનું ઘર હતું. વચમાં એક માત્ર દીવાલનું અંતર હતું, જેથી દીવાલ સાથે કાન લગાડી પ્રતિભાએ એ બંને વચ્ચે શી વાતચિત્ત થાય છે, તે સાંભળવાનો પ્રયત્ન કર્યો; પરન્તુ જ્યારે કંઈ સાંભળી શકાયું નહિ, ત્યારે તે ઘરના કામકાજમાં લાગી ગઈ.

કલાકેક સુધી ભગવતી અને પ્રભાની વાતચિત્ત ચાલુ રહી. જ્યારે સર્વ સંકેત વિચારનું ગોગ્ય નિરાકરણ થયું, ત્યારે ભગવતીએ પ્રભાના ઘરની બહાર આવી પ્રતિભાને પુકારી કહ્યું "નાની વહૂ! એક વાત સાંભળી લે."

પ્રતિભા બ્હીતી બ્હીતી ભગવતી પાસે આવી બોલી "શું" ભગવતી બનાવટી દીલગીરી ધારણ કરી બોલી "વહૂજી, વાત એવી છે. એમાં મારો કાંઇ દોષ નથી. મારો એમાં શો ઇલાજ! હું તો તું પણ એક વાત પ્રભાને કહેવાને મોકલે, તો તેને કહીશ. અને તે જે તને કહેવાને મોકલે તે તને કહીશ. મારા ઉપર આરોપ ચઢાવીશ મા. હું તો સીતા હરણના મારીચ જેવા બની છું." પ્રતિભા આવી ભયંકર ભૂમિકા સાંભળી અતિશય ડરી ગઇ.

ભગવતીની વાત પૂરી થતાં ન થતાં તે બોલી, "વાત બહુ વધારવાની જરૂરત શી છે? એમણે તમને જે કહેવાને માટે મોકલ્યાં હોય, તે કહી દો, તમારી વાતની ભૂમિકા સાંભળી મારો જીવ જતો રહે છે."

**ભગવતી**—જીવ જવા જેવીજ વાત છે. જ્યારે મારે કહેવાનીજ છે, તો જીવ વશ રાખી એકદમ કહી કેમ ન દઉં. પ્રભા કહે છે કે 'એકઠાં રહેવાથી માંહોમાંહે ખટપટ થતી રહેશે. પરંતુ એમ લડાઇ ટંટો પુનઃ જાગે નહિ, માટે આજથી તમે તમારી રસોઈ જૂદી બનાવો, અને તે પણ જૂદી બનાવી ખાશે.' એણે જે તને કહેવા કહ્યું હતું તે મેં કહ્યું એમાં મારે શો લેવા દેવા?

આ વાત સાંભળી પ્રતિભાના ઉપર જાણે સહસા વીજળી પડી. જે ડરથી તે પ્રભાની સામે કદી પણ વાંકો બોલ બોલતી નહિ, જે ડરથી તે પ્રભાનો તિરસ્કાર સહન કર્યા કરતી હતી, તે ભય આજ તેની સામે આવી ખડો થયો. જે વિપત્તિની આશંકા હતી, તે આગળ આવી. આ વખતે શાન્તિલાલ પણ ઘરમાં ન હતા, અને તે આ ઝગડા સંબંધે કંઈ જાણતા પણ નથી. ઘેર આવી તે આ બધા દોષનો ભાર મારા પરજ ચઢાવશે. એ વિચારથી પ્રતિભાની આંખમાં આંસુ તરી આવ્યાં. કેટલોક વાર તે માથું નીચું કરી ઉભી રહી. બાદ એણે કરૂણ સ્વરે પૂછ્યું "શું વિપિનના બાપે પણ એમ કહ્યું છે?"

**ભગવતી**—શિવ શું શક્તિથી કદી જૂદા હોય ખરા? ગૌરીનું વચન તે શિવનુંજ સમજો.

ભગવતીના પૌરાણિક દૃષ્ટાંત સાથે સરખાવેલી વાત સાંભળી આવે દુઃખને પ્રસંગે પણ પ્રતિભાને હસવું આવ્યું. પરંતુ તરત હસવું રોકી તે અતિ કરૂણ સ્વરથી બોલી, "આ વખતે હું શું રસ્તો લઉં વારૂ?"

**ભ**ગવતી—હું શો ઉપાય બતાવું? તમારૂં દુઃખ જોઇ મારી છાતી ફાટી જાય છે. જો મારાથી તમારો કંઇ ઉપકાર થઇ શકશે તો હું તમારે માટે પાછી ન હઠીશ. મારે તો સૌ સરખાં. તું તો બધું જાણે છે. હું બોલાવ્યા વિના ક્યાંએ જાઉં છું ખરી! કાન્તિલાલે બોલાવી મને કહ્યું, "જો આજ તું રસોઇ બનાવી કંઇ ન ખવડાવે તો હું ભૂખોજ રહીશ. તે બીમાર છે, એનાથી તો કંઇ પણ થઇ શકતું નથી. કાલથી રસોઇ પાણીનો કંઇ બીજો બંદોબસ્ત કરીશ." આથી આજે રસોઇ બનાવી એમને ખવડાવી પીવડાવી ઘેર જઇશ. વહૂજી, તમેજ કહો વારૂ, હું શું કરૂં? મને તું બોલાવે, કે ભલે તે બોલાવે, મારે તો આવવુંજ પડે.

**ભ**ગવતી આમ કહી રસોડાં તરફ ચાલી ગઇ, અને **પ્ર**તિભા પણ પોતાના ઘરમાં ગઇ. કેટલેક વારે કાન્તિલાલ ઘરની બહાર નીકળી જ્યારે કચેરીમાં જવા લાગ્યા, ત્યારે એમણે **ભ**ગવતીને બોલાવી કહ્યું, "આ લોકોની રસોઇ પણ આજ સાથેજ કરવાની છે, કાલે એમની રસોઈ વગેરે માટે બીજું ઘર સમારી સગવડ કરી આપીશું."

**શા**ન્તિલાલ આગલે દિવસે જમી પરવારી જ્યારે મહોલ્લામાં રખડવા ગયો, ત્યારે એણે સાંભળ્યું કે આજે રાતે ઉપાધ્યાયજીને ત્યાં મીજલસ છે. એમ સાંભળતાંજ ઝટ તે ઉપાધ્યાયજીને ત્યાં ગયો. અને બેઠકને માટે ઠીકઠાક કરવામાં ગુંથાયો. ફરસ બીછાવવાનાં. સામૈયું ખડું કરવાના, ઝાડ તોરણ લટકાવવાના વગેરે કામો સંપૂર્ણ ધ્યાનથી કરવા લાગ્યો. કઇ બાજુએ જોનારા બેસશે, એનો વિચાર

કરવા લાગ્યો. આમ તેમ ફરી ક્યાંથી સુંદર દેખાવ થશે, તે તપાસવા લાગ્યો. વચ્ચે કોઇને કંઇ કાનમાં કહેવા તથા કોઈ સાથે સલાહ મસલત કરવા લાગ્યો. જાણે પોતે એજ ઘરના માલીક હોય તેમ તનતોડ મહેનત કરવા લાગ્યો.

જેમ જેમ સન્ધ્યા સમય થવા લાગ્યો, તેમ તેમ એનો આનંદ વધવા લાગ્યો. સાંજ થતાં એક વાર તે કંઈ ખાવાની ઇચ્છાથી ઘેર આવ્યો, પણ રસોઇ તૈયાર ન જોઇ **પ્ર**તિભાને " હું આજે બેઠક જોવા જનાર છું, આજે રાતે ઘણું કરી હું આવી શકીશ નહિ " એમ કહી ચાલ્યો ગયો.

પંજાબીના સોદા સંબંધી બપોરે જે બનાવ બન્યો, તે તેને કહેવાને **પ્ર**તિભાને કંઈ જોગ મલ્યો નહિ.

**શા**ન્તિલાલ ઘેરથી પાછો ફરી મીજલસવાળે ઠેકાણે ગયો, ત્યાં એણે સાંભળ્યું કે મુખ્ય વગાડનાર હતો તેનો હાથ આજારી છે. એ કારણથી મીજલસ બંધ રાખવાનો પ્રસ્તાવ કરી રહ્યા છે, આ તરફ પ્રેક્ષકોને નિમંત્રણ આપી ચૂકાયું છે, એવી હાલતમાં શું કરવું જોઈએ, તેને માટે સહુ શોચ કરતા હતા. **શા**ન્તિલાલે કહ્યું " માત્ર એક વગાડનારાને માટે બેઠક શા સારૂ બંધ રહે ? જો તે ન હશે, તો તે કામ હું બજાવીશ. જે લોક ત્યાં હાજર હતા, તે સર્વએ એને ટેકો આપ્યો, આ પ્રસ્તાવથી **શા**ન્તિલાલના આનંદની હદજ ન રહી.

મુકરર કરેલે વખતે મીજલસનો આરંભ થયો, આ નવા બજાવનારથી ગાનારી ટોળીને ચિન્તા હતી, કે આજે પૂરેપૂરો જશ મળનાર

નથી. પરન્તુ એક બે ગાયન સમાપ્ત થતાં ન થતાં તે સર્વને સમજાયું કે તેમનો ભય કેવળ ભ્રમાત્મક હતો. ગેર હાજર રહેલા કરતાં **શાન્તિલાલનું** બજાવવું હજારગણું સારૂં હતું. આથી ગાનારાનો ઉત્સાહ વધી ગયો. ખુબ મન લગાડી તે લોક ગાવા બજાવવા લાગ્યા. જેટલું દ્રવ્ય મેળવવાની તેમણે આશા રાખી હતી, તેનાથી દશ ગણો લાભ થયો.

જ્યારે બેઠક **સમાપ્ત** થઇ, ત્યારે ગાવા બજાવવાવાળાઓએ તેમને **થયલા** લાભનો કંઇ ભાગ **શાન્તિલાલને** આપવા ઇચ્છા દર્શાવી, પરન્તુ **શાતિન્લાલે** કંઇ પણ લીધું નહિ. તે પ્રસન્ન ચિત્તે ઘેર તરફ વળ્યો. એ સમયે રસ્તામાંજ **શામી** મળી. **શામી** બેઠક પુરી થતાં સુધી ત્યાંજ હતી.

**શાન્તિલાલે** પુછ્યું, " **શામી**, તું કયાં ગઇ હતી ? "

**શામી**—હું આપને બોલાવવા ગઇ હતી, પરન્તુ જયાં આગળ બેસી આપ સારંગી વગાડતા હતા, ત્યાં સુધી આવવાનું સાહસ મારાથી થઈ શકયું નહિ.

**શાન્તિલાલ**—ત્યાં સુધી આવવામાં શી અડાક હતી ?

**શામી**—હું આટલા બધા લોકોની ભીડમાં શી રીતે આવું ?

**શાન્તિલાલ**—આવત તો શું લોક તને ખાઇ જવાના હતા ? તું પાકી કેરી તો ન હતી, કે જે જોનાંની સાથે લોકો તને મ્હોંમાં મૂકી દેત ?

**શામી**—આપ તો વારંવાર એવુંજ કહ્યા કરો છો. મેં ક્યારે કહ્યું કે હું પાકી કેરી છું ?

**શાન્તિલાલ**—મારૂં તો બોલવુંજ એવું અટપટું છે. હું તો રોજ તને આવી રીતે કહ્યા કરૂં છું. તું પણ જવાબ દેવામાં ક્યાં કાચી છે. આજે પણ જોની આ ઝટ કરતો કે કેવો જવાબ આપી દીધો!

**શામી**—જાઓ, હું એવી સહુ વાત સાંભળવા નથી માગતી. જે ચ્હાય તેને જઇને સંભળાવોને.

આ પ્રકારે વાતચિત કરતાં બેઉ ઘેર આગળ આવી પહોંચ્યાં.

**શાન્તિલાલ**—કહે **શામી**, તે કોણ છે, કે જે મારી વાત સાંભળવા બહુ ચ્હાય છે.

**શામી**—ઘરની અંદર જઇને જુઓ જરા. તેવી બીજી કોણ હોય! કે જે મને જગાડી તમને બોલાવવા મોકલે ?



## પ્રકરણ ૭ મું. આખરનો નિર્ણય.



(દોહરો)

નીતિ રીતિ થકી ચાલતું, શાન્તિમય ગૃહરાજ;
તે પરપુત્રી પ્રતાપથી, આખર થયું તારાજ.




મી ખરેખર **શાન્તિલાલને** બોલાવવા ગઇ હતી, તે **શાન્તિલાલના** મનને સાચું લાગતું નહતું. તે એવું સમજતો હતો કે બેઠક જોવા ગઇ હશે, ત્યાંથી આવતાં રસ્તામાં મેળાપ થવાથી એણે આ ગોઠવ્યું હશે;

**શાન્તિલાલ** ઘરની અંદર પેઠો, પણ ત્યાં કોઈ પણ જણાયું નહિ. પાછળ ચોકમાં પણ કોઈ ન હતું. રસોડાના બારણાં આગળ જઇ જોતાં તેને જણાયું કે **ભગવતી** રસોઇ બનાવી રહી છે. **શાન્તિલાલે** હસતે ચહેરે પૂછ્યું, "આજનો દિવસ ઘણો આનંદનો જણાય છે, **લક્ષ્મીજી** જાતે રસોડામાં બિરાજમાન છે" **દિગમ્બરી** સાથે **શાન્તિલાલ** બહુધા આવી રીતે અટપટી વાતોજ કર્યા કરતો હતો. **દિગમ્બરી** પણ તેવીજ રીતે એમની એવી વાતો માટે કંઇ હર્ષ શોક કરતી ન હતી. એના મ્હોંમાં પણ જે કંઈ સારૂં નરસું આવતું હતું તેવો ઉત્તર આપ્યા કરતી હતી; પરન્તુ આજે **ભગવતીએ** **શાન્તિલાલના** સવાલનો કશો ઉત્તર

આપ્યો નહિ. ઉત્તર આપવો તો આઘો રહ્યો, પણ એના મ્હોંની સામું પણ જોયું નહિ. **શાન્તિલાલે** ફરીથી પૂછ્યું, “આ તરસ્યો પપૈયો ક્યારનો તમારા વચનામૃતની યાચના કરી રહ્યો છે. એક ઉત્તર આપી જરા એની તરસ તો દૂર કરો” **ભગવતી** તો પણ કંઇ બોલી નહિ, **શાન્તિલાલ** બેઠકમાં પોતાના થયલાં વખાણથી તથા કૃતકાર્ય થવાથી એટલો બધો આનન્દમાં હતો, કે તેનું **ભગવતીના** મુખના ભાવ ઉપર જરા પણ લક્ષ ન હતું, ફરી તેણે હાથ જોડી પૂછ્યું, “મોટા લોકોને આ છાજતું નથી, કે તે પોતાના દીન, ધનહીન સેવકોને સતાવે. કદાચ જો અમારાથી તમારો કંઇ અપરાધ થયો હોય, તો અપરાધી સામે ખડો છે, તેને વાજબી લાગે તે દંડ કરી લો.”

જ્યારે આમ છતાં પણ **ભગવતી** કંઇ બોલી નહિ, ત્યારે **શાન્તિલાલના** મનમાં સન્દેહ ઉત્પન્ન થયો. શામી પોતાને બોલાવવા આવી હતી, તે વાત તરત તેના મનમાં તાજી થઇ. હવે શામી મને ખરેખર બોલાવવાને માટેજ આવી હતી. એમ તેના મનમાં ખાતરી થઇ. **શાન્તિલાલ** કંઇ પણ રાહ ન જોતાં તે જલદીથી પોતાના ઘરમાં ચાલ્યો આવ્યો. **પ્રતિભા** કાન્તિલાલના મ્હોંથી જૂદાં રહેવાની વાત સાંભળી છાની છાની રૂદન કરતી હતી.

**શાન્તિલાલ** **પ્રતિભાની** આવી દશા જોઇ ગળગળો થઈ ગયો. તેની આંખમાં આંસુ તરી આવ્યાં. ગળું ભરાઇ આવ્યું. જે **શાન્તિલાલ** એક ઘડી પૂર્વે આનન્દમાં ચકચૂર હતો, એક ઘડી પૂર્વે જેનો ચહેરો કમળના પુષ્પના જેવો પ્રફુલ્લ હતો, તેના ગુલાબી

ચહેરા પર ઉદાસીનો શેરડો છવાયો. તેનું આખું શરીર ભયથી ધ્રુજવા લાગ્યું. ઘણી વાર તે જેમ ને તેમ છાનોમાનો ઉભો રહ્યો. બાદ તેણે પૂછ્યું, "જયન્ત ક્યાં છે? તે સારો તો છે ને?"

પ્રતિભાએ બંને હાથે આંસુ લુછી કહ્યું, "જયન્ત સારો છે, હમણા તે નિશાળે ભણવા ગયો છે."

શાન્તિલાલ—વિપિન અને કામિની ક્યાં છે? તે બંને પણ સારાં છે ને?

પ્રતિભા—વિપિન પણ નિશાળે ગયો છે. કામિની ક્યાંએ રમતી હશે.

શાન્તિલાલ—ત્યારે તું રડે છે શા સારૂ?

પ્રતિભા—રડવાની વાતથીજ તો.

શાન્તિલાલ—પણ કંઈ કહે તો ખરી!?

પ્રતિભા—વિપિનના પિતાશ્રીએ આપણ સહુને જૂદાં કરી દીધાં છે.

શાન્તિલાલ—વાતતો એજ છે ને? જેને માટે તું આટલો બધો ખેદ કરી રહી છે! આવી વાતને માટે રડવાની શી જરૂર હતી? શું કહે છે? ભાઇએ આપણને જૂદા રહેવા કહ્યું છે?

શાન્તિલાલ મનમાં વિચાર કરવા લાગ્યો, "આના જેવું અસંભવિત બીજું કશુંએ હોઈ શકે નહિ! ભાઈ અમને જૂદાં રહેવાનું કહે એ કદી પણ બની શકે ખરૂં?

**પ્રતિભા**—પહેલાં તો ભગવતી મારફતે કહેવડાવ્યું હતું, પરન્તુ પાછળથી કચેરી જતી વખતે ખુદ જાતે પણ કહી ગયા છે.

**શાન્તિલાલ**—એમણે આપણને શા શારૂ જૂદા રહેવાને કહ્યું હશે?

**પ્રતિભા**—હું બીજું તો કંઇ નથી જાણતી, પણ મારા ધારવા પ્રમાણે પંજાબીની દૂકાન પાસે મારી અને તમારી ભાભી વચ્ચે જે કંઇ વાતચિત્ત થઇ હતી, તેનાથીજ ઘણે ભાગે આપણને તેમણે જૂદાં કાઢયાં હશે" એમ કહી પ્રતિભાએ આરંભથી અંત સુધીની બધી વાત કહી સંભળાવી. શાન્તિલાલે બધી વાત સાંભળી રહેતાં હસતાં હસતાં કહ્યું, "તું એને માટે ડરે છે શા સારૂ? ભાઇના ઘેર આવ્યા બાદ આ સૌ બખેડો મટી જશે. જણાય છે કે એણે આ વાત ખરેખરી સાંભળી નથી. જ્યારે તે આ વાત તેના ખરા રૂપમાં જાણશે, ત્યારે તે આવું કામ કદી પણ ન કરે. એને માટે કાંઈ પણ ફિકર કરીશ મા. તે આપણને કદી પણ જૂદાં કરે નહિ.

પ્રતિભા પતિના બોલવાથી પ્રસન્ન થઇ બોલી, "ઇશ્વર કરે તમે ઇચ્છો છો તેવું થાય. તમારા મ્હોંમાં ઘી સાકર પડે.

**શાન્તિલાલ**—અરે ઘી સાકર તો પછી પડશે, પણ અત્યારે મારા માથામાં તેલ પડે તો સારૂં! કાલે આખી રાત જાગતાં રહેવાથી મારૂં આખું શરીર કળતર કરે છે. તેલ આપે તો તેલ ચોળી સારી રીતે સ્નાન કરી આવું

શાન્તિલાલ તેલ ચોળી સ્નાન કરવા ગયો. પ્રતિભા કંઇક આશ્વાસન પામી ભગવતીને રસોઇના કામમાં મદદ કરવા રસોડામાં

ગઇ. **પ્ર**ભાએ **પ્ર**તિભાને રસોડામાં પ્રવેશતી જોઈ **શા**મીને સંબોધી કહ્યું " રસોડામાં બધાને જવાની શી જરૂર છે? અમારા રસોડામાં કોઇએ પણ જવું નહિ"**શા**મી એ વખતે ત્યાં હાજર ન હતી. પરંતુ તેથી શું ? **પ્ર**ભા જેનાથી નારાજ થતી, તેની સાથે તે બોલતી ન હતી. જો તેને કંઈ કહેવાની જરૂર પડે, તો **શા**મીનું નામ લઈ જે કહેવાનું હોય, તે કહી દેતી. **શા**મી ત્યાં હાજર હોય કે ન હોય, તેની એને શી ગરજ?

**પ્ર**ભાનું આ સાંકેતિક કહેણુ સાંભળી પ્રતિભા તરત ત્યાંથી પાછી ફરી. **શા**મીએ ઘેર આવી જોયું તો **ભ**ગવતીજી બિરાજમાન છે. પ્રતિભા પાસે જઈ પૂછ્યું, "શું આજ તમને રસોઈ બનાવવાના કામમાંથી રજા મળી છે? શું તમે તમારો ચાર્જ આજે **ભ**ગવતીને તપાસી આપ્યો?"

**શા**મી ઘણી રસિક સ્ત્રી હતી, કંઈ પણ બોલતાં પહેલાં તેના મ્હોંમાં હસવું હાજર થતું હતું, એ કારણથી આ વાત પણ તેણે હસતાં હસતાંજ પૂછી.

**પ્ર**તિભા—તું વખત એવખત કંઈ ન સમજતાં માત્ર હસીજ જાણે છે.

**શા**મી—હસે નહિ તો તમારી માફક બેસી રડે! હું શા સારૂ રડું? રડે મારો દુસ્મન. આગળ તે બોલી શકી નહિ. **પ્ર**તિભાની દશા જોતાં-વિચારતાં તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તે પોતાની બેવકૂફાઇથી લજવાઇ મ્હોં ફેરવી બેઠી.

**પ્રતિભા—શામી**, ભાઇએ આજથી અમને જૂદાં કર્યાં છે, અને તેથી **ભગવતી**જી આજ રસોઇ બનાવવા આવ્યાં છે.

**શામી**—સાચું કહે! શું જૂદાં કરી દીધાં?

**પ્રતિભા**—હા.

**પ્રતિભાએ** પ્રાતઃકાળની સર્વ વાતો **શામીને** કહી સંભળાવી.

**શામીએ** પુનઃ હસીને પૂછ્યું. "ત્યારે હું શી રીતે રહીશ? મોટી આફત તો મારી ઉપર છે."

**પ્રતિભા** જરા ખીજવાઇને બોલી, "તું વાત વાતમાં હસે છે, તારૂં આટલું બધું હસવું મને નથી સારૂં લાગતું. શું તું એક ઘડીને માટે તારૂં હસવું રોકી શકતી નથી?"

આ વખતે **વિપિન** તથા **જયન્ત** નિશાળેથી આવ્યા. **જયન્તે** **પ્રતિભાને** કહ્યું, "બા, ભૂખ ખૂબ લાગી છે, કંઇ ખાવાનું આપ" **પ્રતિભાએ** પોતાના લૂગડાંથી **જયન્તનું** મ્હોં સાફ કરી કહ્યું, "દીકરા, જરા થોભ, હમણાં ખાવાનું લાવી આપું છું" **વિપિનને** પોતાની મા પાસે જતાં એક પેંડો મળ્યો. **પ્રભાએ** **વિપિનના** હાથમાં પેંડો આપતાં કહ્યું, "અહીં બેસી ખાઇ લે, ખાધા વિના બહાર જઈશ મા." હમેશનો ટેવાયલો વિપિન એની વાત શી રીતે માને? તેણે પેંડો મળતાંજ તરત બહાર આવી **જયન્તને** બોલાવ્યો. બાળકનો સ્વભાવ ક્યાં સુધી નિર્વિકાર રહી શકે! તેણે **વિપિનને** કહ્યું, "ભાઇ થોડો મને નહિ આપે?"

વિપિન—ના ભાઇ, આપું તો મા મારે?

જયન્ત—મા શા સારૂ મારે? હું તને કંઈ ખાવાનું આપું છું. ત્યારે મારી બા તો મને નથી મારતી?

વિપિન—હું અત્યારે તો નથી આપતો. પણ જ્યારે મોટો થઇશ, ત્યારે આપીશ.

જયન્ત—તું મોટો થશે ત્યારે હું શું આવો ઠિંગુજીજ રહીશ? હું પણ મોટો થઇશ, અને મોટો થતાં તારી પાસે કંઇ પણ માગીશ નહિ.

આ પ્રમાણે વાતો કરતા બંને રસોડાં આગળ આવી પહોંચ્યા. વિપિને આમ તેમ નજર ફેરવી જોયું કે કોઈ જોતું તો નથી! જ્યારે જોયું કે કોઈ અમને જોતું નથી, ત્યારે પેંડો ભાંગી થોડો જયન્તને આપવા વિચાર કર્યો. એને પેંડા આપતો જોઇ ભગવતી બોલી ઊઠી, "વિપિન હું જોઉં છું હોં, અત્યારે તારી મા પાસે જઈ કહી દઇશ!"

વિપિન—તું શું કહેશે? હું તો કોઇનેએ પેંડો નથી આપતો. "જુઓ આ ખાઈ જાઉં છું." એમ કહી એણે જયન્તને કંઇ પણ ન આપતાં આખો ને આખો પેંડો મ્હોંમાં મૂકી દીધો.

જયન્ત ફીકે ચહેરે પોતાની મા પાસે ગયો. એટલામાં શામી દૂકાનેથી એક પેંડો લઈ આવી હતી. જયન્તને પાસે આવતો જોઈ તરત તેના હાથમાં પેંડો આપી દીધો. જયન્ત પ્રસન્ન ચિત્તે પેંડો ખાતાં ખાતાં વિપિનની પાસે જઇ પહોંચ્યો.

શાન્તિલાલ સ્નાન કરી ઘરમાં આવ્યો. કાન્તિલાલ પણ એટલામાં કચેરીમાંથી આવી પહોંચ્યા. ભાઈ અત્યારે થાકીને આવ્યા

છે, એમ જાણી તરત તેને કંઈ પણ કહ્યું નહિ. **કાન્તિલાલને** આવેલા જોઇ ચોકો કરી **ભગવતીએ** તેમને ભોજન માટે નિમંત્રણ કર્યું. આજ સુધી જ્યારે **કાન્તિલાલ** ભોજન કરવા જતા, ત્યારે **શાન્તિલાલને** બોલાવી બંને ભાઈ સાથે બેસી ભોજન કરતા હતા. પરંતુ **આજે** ભોજન કરવા તે એકલાજ ગયા. ભોજન કરી જ્યાંરે તે પોતાના ઓરડામાં પાન તંબાકુ ખાતા હતા, તે વખતે **શાન્તિલાલ** ત્યાં જઇ બેઠો. તે 'ભાઇ કંઇ પણ પૂછશે, ત્યારે બધી વાત કહી સંભળાવીશ' એવી ઇન્તેજારીથી ઘણો વાર સુધી છાનોમાનો બેસી રહ્યો. પરન્તુ ભાઈના મ્હોંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ, ત્યારે **શાન્તિલાલે** પૂછ્યું, "ભાઈ શું તમે અમને જૂદાં થઇ રહેવા કહો છો?"

**કાન્તિલાલ**—હા, સાથે રહેવાથી દરરોજ ઝગડો થાય છે. તે મારાથી હવે સાંખી શકાતું નથી. જૂદા રહેવાથી ઝગડો થતો ટળી જશે, એવા વિચારથીજ મેં જૂદા થવા કહ્યું છે.

**શાન્તિલાલ**—ઝગડો કેમ મચે છે? તેમ કોના દોષથી થાય છે? એની પહેલાં તપાસ કરવી જરૂરની છે.

**કાન્તિલાલ**—મેં પ્રથમથીજ એની સારી રીતે તપાસ કરી લીધી છે, અને તેથીજ જૂદા થવાની વાત કહી છે.

**શાન્તિલાલ**—તમે ઝગડાની શી વાત સાંભળી? મને પણ જરા તે સંભળાવશો?

**કાન્તિલાલ**—કેમ નહિ સંભળાવું? કાલે એક પંજાબી કંઇ સોદો વેચવા આવ્યો હતો. વિપિનની માએ **ભગવતી** પાસે બે પૈસા

ઉધાર લઈ વિપિન કામિનીને એ વાજાં લઈ આપ્યાં. એ જોઇ નાની વહૂએ વિપિનની માને કહ્યું, 'મને એક પૈસો ઉધાર આપે, હું વ્યાજ આપીશ.' હું તનેજ પૂછું, બોલ આ વાત સારી છે.

શાંન્તિલાલ—સારી નથી, પરન્તુ—

કાન્તિલાલ—પહેલાં મારી સહુ વાત સાંભળી લે, પછી જે કહેવું હોય તે કહેજે. એની પાસે પૈસો તો હતો કે નહિ કે જેથી નાની વહૂને ઉધાર આપી શકે. તો પણ તેણે કહ્યું, 'એક પૈસાનું વ્યાજ શું થશે વારૂ?' આના પર તેણે કહ્યું, 'તું જન્મથી મહાજની કરે છે, વ્યાજની વાત તારા કરતાં બીજું કોણ વધારે જાણે ?' ભાઈ, હું કોઇનો પક્ષ લઇને નથી કહેતો, હું એ બંનેને માટે કહું છું. એઓ જે પૈસા ઉધાર ઉછીના લે છે, તે શું એમના બાપને ઘેરથી લાવીને તો નથી ચૂકવવાનાં ને ?

શાન્તિલાલને અત્યાર સુધી સાથે મળી રહેવાની આશા હતી. પરન્તુ કાન્તિલાલની આ આખરની વાત સાંભળી તે આશા જતી રહી. તેણે કહ્યું, "તમે સાચું કહો છો, કોઈ પોતાના બાપને ઘરથી લાવીને નથી ચૂકવવાની, કિન્તુ પંજાબીના સંબંધમાં જે વાત તમે સાંભળી છે, તે જરાએ સાચી નથી." આમ કહી તેણે પ્રતિભાના મ્હોંથી જે સાંભળ્યું હતું, તે જેમનું તેમ કહી સંભળાવ્યું, અને કહ્યું કે "આજ વાત ખરી છે,"

કાન્તિલાલ—એની સાબિતી શી ?

શાન્તિલાલ—એવી વાતોની સાબિતી વળી શી ? આ કંઈ મુકદ્દમો તો નથી, કે જેને માટે કોઈ રીતસરની સાબિતી બનાવી

...કાય. એ વખતે ત્યાં જે માણસો હાજર હોય, તેમને પૂછી જુઓ.

**કાન્તિલાલ**—એ વખતે ત્યાં **ભગવતી** હતી. એના મ્હોંથીજ મેં બધી વાત જાણી છે. એણે જે કંઇ કહ્યું છે, તેથી તો તમારૂં કહેવું તદ્દન જૂઠું જણાય છે.

**શાન્તિલાલ**—મારૂં કહેવું કોણ જૂઠું કહે છે?

**કાન્તિલાલ**—**ભગવતી**. મારા કહેવાનો વિશ્વાસ ન હોય, તો **ભગવતી**ને બોલાવી પૂછી જો. તે કંઇ આઘી તો નથી, અત્યારે રસોડામાંજ હશે.

**શાન્તિલાલ**—મારે હવે કોઇને પૂછવાની જરૂર નથી. (જરા હસી) જે વાત ભગવતીએ કહી તે વાત કદી પણ જૂઠી ન હોઇ શકે.

આમ કહી **શાન્તિલાલ** ત્યાંથી જવા ઉઠ્યો. બારણા સુધી પહોંચ્યો ન હશે, તેટલામાં **કાન્તિલાલે** તેને પાછો બોલાવી કહ્યું, “આજે તમારી રસોઇ પણ અમારી સાથેજ થશે. કાલે રસોઇ માટે તમારા ઘરમાં બંદોબસ્ત કરાવી આપીશ. જે કંઈ મિલ્કત છે, તે પાંચ માણસને બોલાવી વહેંચી લઇશું.”

**શાન્તિલાલ**—પંચને બોલાવવાની શી જરૂર છે? હું તમારી સાથે કોઈ પણ ચીજને માટે તકરાર કરવા નથી માગતો. તમે મારા સ્વભાવથી સારી રીતે જાણીતા છો. તમે ખુશીથી જે આપશો, તે હું રાજીખુશીથી લઇ લઇશ.”

આટલું બોલી **શાન્તિલાલ** ત્યાંથી ચાલ્યો ગયો.

પ્રભા આટલી વાર સુધી છાની માની બેસી રહી બંને ભાઇઓની વાતચિત્ત સાંભળી રહી હતી, તે શાન્તિલાલના ચાલી જતાં વાર બોલી, "જોયો, કેટલો બધો અહંકાર છે? તમારી વાતને તો જાણે તે ગણકારતોજ નથી? જાણે તેજ સહુનું પાલન કરતો હોય ને?"

કાન્તિલાલે કહ્યું "એ અહંકાર હવે કેટલા દિવસ રહેશે? જો જે તો ખરી, થોડાજ દિવસમાં એની બધી શેખી નીકળી જશે" એમ કહેતાં તે ઉઠી પલંગ પર જઇ પડયા.



## પ્રકરણ ૮મું. ગૃહત્યાગ.



(વંશસ્થ વૃત્ત)

જરીય ચિન્તા ઘરની ન જેહને,
ન કામકાજે ચિત ચોંટતું, અને—
સ્વદેશમાં જેહ તિરસ્કરાય છે,
વિદેશમાં તે જઇને રૂંળાય છે.



પોસ મહીનો છે. બપોરના બાર વાગ્યાનો સમય છે. સૂર્યપુર તરફ જતા ધોરી રસ્તાના એક વિશાળ વૃક્ષની નીચે ચાલવાથી થાકી લોથપોથ થએલો એક પથિક બેસી વિશ્રાન્તિ લે છે. દૂરથી જોતાં તે પથિકની ઉમર ચાળીશ વર્ષથી ઓછી ભાગ્યેજ હશે, એમ જણાતું. પરન્તુ પાસે જઇ જોવાથી તેના કરતાં દશ બાર વર્ષ ઓછી અર્થાત્ લગભગ ત્રીશ વર્ષનીજ જણાતી. માથાંના કેટલાક વાળ સફેદ થઇ ગએલા હતા, જે તેની મોટી ઉમરને લીધે ન હતા. ચ્હેરો બહુ ઉદાસ જણાતો હતો. પથિકના મ્હોં તરફ ધ્યાનપૂર્વક જોતાથી તરત જણાઇ આવતું હતું, કે ચિન્તાએ તેને જુવાનીમાંજ વૃદ્ધ બનાવી દીધો છે. પગમાં ફાટેલાં જૂનાં જોડા હતા. જે અત્યારે ધૂળથી ઢંકાઇ રહેલા છે. ચાલવાથી પગે ઘૂંટણ સુધી ધૂળ વળગેલી છે. મેલું સરખું જાડું જૉનપીલનું ધોતીઉં પહેરેલું છે. એક કોટ જેમાં ઘણી જગાએ ડીંગડાં દીટેલાં છે. તેણે પહેરેલો કોટ જોકે

ઉનનો હતો, પરન્તુ ઘણો જૂનો હોવાથી કોટનું કપડું ઘણું મેલાઈ ગયું હતું. માથે એક જૂની હંગેરીઅન ટોપી છે. ડાબી ખાંધપર ચાદર છે. તથા વાંસની એક લાંબી લાંકડી ભોંપપર સામે પડેલી છે. આ સિવાય તે પથિક પાસે બીજો કશો સામાન ન હતો.

સર્વ દિન સરખા જતા નથી. **શાન્તિલાલને** સ્વપ્નમાં પણ એવો ખ્યાલ ન હતો, કે તે કોઇ વખતે આવી બૂરી હાલતમાં આવી સપડાશે. પાઠકગણ ! જો આપે **શાન્તિલાલને** પહેલાં કોઇવાર નજરોનજર જોયો હોત, તો આજ તમે કદી પણ પારખી ન શકો, કે આ તેજ વ્યકિત છે. **શાન્તિલાલની** અત્યારે પહેલાંની જેવી શિકલ નથી, તેવો પહેરવેશ નથી, તેવો ખીલેલો ચ્હેરો નથી, તેમજ તેવી મ્હોંની લાલી પણ નથી. અત્યારે તે સર્વ બદલાઇ ગયું છે. **શાન્તિલાલને** આવી દુઃખદ અવસ્થામાં જોઇ આપ સર્વ તેનો તિરસ્કાર કરશો નહિ. **શાન્તિલાલની** પ્રેમ હજીપણ તે અમૂલ્ય રત્ન છે, કે તે તેના જેવા વિપદ્‌ગ્રસ્ત મનુષ્યોની પાસે રહેતું નથી. એનું જે કંઇ હતું તે સર્વ લુપ્ત થઇ ગયું છે, પણ એના હૃદયનું ધૈર્ય અને સરલ સ્વભાવ હજી પણ જેવો ને તેવોજ છે. આવાં અપાર દુઃખના સમયમાં પણ તેના નિર્મળ ચારિત્રને લેશ પણ કલંક ચોંટયું નથી.

**શાન્તિલાલ** વૃક્ષની નીચે બેસી પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો, " કયાં જાઉં ? કોની આગળ મારૂં દુઃખ ભણું ? મારી વાતનો વિશ્વાસ પણ કોણ કરશે ? "

અત્રે **શાન્તિલાલના** દુઃખોનો કંઇક ખ્યાલ વાંચકોને જણાવી દેવો અમને વાજબી લાગે છે. કાન્તિલાલથી જૂદો થઇ કેટલાક દિવસ

સુધી તો **શાન્તિલાલ** સુખ પૂર્વક રહ્યો. જ્યારે મહાજને ઉધાર આપવું બન્ધ કર્યું, ત્યારે આડોસી પાડોસીને ત્યાં કરજ કરી ખર્ચ નીભાવવા લાગ્યો. પરન્તુ કેટલેક દિવસે જ્યારે પાડોસીઓએ પણ કરજે પૈસા આપતાં પોતાનો હાથ પાછો ખેંચ્યો, ત્યારે ઘરેણાં, વાસણ, કીંમતી કપડાં વગેરે ક્રમે ક્રમે વેચવા માંડયાં. જ્યારે વેચવાને લાયક કોઇપણ વસ્તુ ઘરમાં રહી નહિ, ત્યારે ઉપવાસ કરવાનો વખત આવ્યો. કોઇ દિવસ અડધું પેટ, કોઇ દિવસ તેટલું પણ નહિ, એવી રીતે **શાન્તિલાલ**નો સમય ઘણાં દુઃખમાં વ્યતીત થવા લાગ્યો. ઘરમાં ચાર મૂર્તિ ખાનારી, અને આમદાની એક પૈસાની પણ નહિ, આવી અવસ્થામાં સુખનું સ્વપ્ન પણ કયાંથી આવે વારૂ! બંને ભાઇઓ જૂદા રહ્યા, ત્યારે **શા**મીએ શાન્તિલાલની સાથે રહેવાનો સ્વીકાર કર્યો હતો. તે એક વખત ખાઇને પણ **પ્ર**તિભાની પાસે રહેવા ઇચ્છતી હતી. **પ્ર**તિભા સાથે રહી દુઃખ ઉઠાવવામાં પણ પોતાને ધન્ય માનતી હતી.

એક દિવસ કપડાં ઘણાં મેલાં થઈ ગએલાં હોવાથી શાન્તિલાલ શરમનો માર્યો બહાર જઇ શકયો નહિ. તેણે મેલાં કપડાં **શા**મી સાથે ધોબીને ઘેર મોકલાવી દીધાં, અને તે સાથે એવું પણ કહેવડાવી દીધું કે ધોબી આજને આજ કપડાં ધોઇને આપી જાય. કારણ એમ હતું કે જો ધોબી કપડાં ધોઇને આપી જાય, તોજ તે પહેરી **શા**ન્તિલાલ ભોજનનું કાંઈ ઉત્તરસાધન કરવા બહાર નીકળે. ધોબી ઝટપટ કપડાં ધોઇ લઇ આવ્યો. જેવો તે ઘરમાં પ્રવેશ કરે છે, તેવામાં બારણા આગળ **પ્ર**ભાને ઉભેલી જોઇ અટકી ગયો.

પ્રભાએ પૂછ્યું, "કેમ ધનજી! આ કોના કપડાં છે?" ધનજીએ ઉત્તર આપ્યો, " આપણા નાના ભાઇના કપડાં ઘણાં મેલાં થઈગયાં હતાં, જેથી શરમના માર્યા તેઓ બહાર જઇ શકતા ન હતા. તેથી હું આ કોટ, ખમીસ તથા પોતીઉં ઝટપટ ધોઇને લઈ આવ્યો છું.

પ્રભા—પહેરવાના કપડાંજ જ્યારે નથી ત્યારે એની પાસે બીજું શું હશે વારૂ!

ધનજી—તેતો તમો જાણો, હું શું જાણું ?

પ્રભા—વારૂ, ત્યારે એતો કહે, કે ભાઇ પાસે મહીને શું મળેછે?

ધનજી—વરસે પાંચ રૂપીઆં આપવા નક્કી કર્યાં છે.

પ્રભા—નક્કીજ કર્યાં છે, કે કંઈ આપ્યું પણ છે?

ધનજી—નાજી. હજી સુધી તો મને કશુંએ મળ્યું નથી. આજ કાલ કરતાં વરસ તો થઇ ગયું, હમણા હમણા અનાજનો ભાવ પણ સસ્તો થયો છે, એવા વખતમાં જો મળી જાય તો કંઈ અનાજ ખરીદ કરી ઘરમાં નાંખી દઉં. આજ માગી તો જોઇશ, જોઇએ શું કહે છે?

પ્રભા—ખાલી માગીનેજ અટકતો નહિ. જેમ બને તેમ એની પાસે રૂપીઆ ચૂકાવી લેવા.

ધનજી- તે ન આપે, તો હું તેની પાસે કેવી રીતે લઇ શકું?

પ્રભા—મારી વાત માને તો તારા રૂપીઆ વાત વાતમાં વસૂલ થઇ જશે.

ધનજી—મારા લાભની વાત હોય તો શા સારૂ ન માનું ?

પ્રભા—તું કપડાં તારા હાથમાં રાખી જઇને તેને કહે, 'આજે રૂપીઆ મળ્યા વિના કપડાં આપીશ નહિ.' જો આપી દે, તો તો સારી વાત છે. નહિ તો કહેવું કે 'જ્યારે ધોવડામણના પૈસા નથી આપી શકાતા, ત્યારે કપડાં શા સારૂ ધોવરાવો છો ? પાસે પૈસા નથી, તો ખાલી રોપ શા કામનો?'

ધનજી—એમ કહેવાથી તેમને ઉલટો ગુસ્સો લાગશે ?

પ્રભા—તે ગુસ્સો કરીને તને શું કરી શકવાના હતા ? જો આમ છતાં રૂપીઆ ન મળે, તો જતી વખત મને મળતો જજે, હું તે વખત તને બે રૂપીઆ ઉધાર આપીશ. પછી જોઇ લેવાશે.

પહેલાં તો ધોબી ડરી ગયો હતો, પરન્તુ પ્રભાનો આસરો મળતાં તેનો ભય જતો રહ્યો. એક તો મૂળે જાત હલકી, તેમાં વળી બે રૂપીઆ ઉધાર મળવાની આશા આવી, વાંદરાને નિસરણી મળી, હવે તે કોનું કહ્યું સાંભળે વારૂ ! તે એકદમ અંદર ઘુસ્યો. જોયું તો પ્રતિભા પોતાના ઘરના બારણા પાસેજ બેઠી છે.

ધનજી—કપડાં તો હું ધોઈ લાવ્યો છું, પણ આજ કંઇ ખર્ચનું મળ્યા સિવાય મારૂં કામ ચાલશે નહિ.

પ્રતિભા કાતર સ્વરે બોલી, 'ધનજી, આજે તું જા, આટલા દિવસ થોભ્યો, તો એક બે દિવસ વધારે સબૂર કર. આજે તે રાજ દરબારમાં જાય છે, ત્યાં તેમને અવસ્ય કંઈ મળશે. કાલે તું ગમે તે વખતે આવજે. બની શકશે તો ખર્ચને માટે કંઇ જરૂર આપીશ'

ધનજી—આજે કંઇ ખર્ચને માટે મળ્યા વિના હું જનાર નથી. મારે આજે રૂપીઆની ઘણી જરૂર છે.

પ્રતિભા—ધનજી! આજ મારા હાથમાં એક પૈસો પણ નથી. આજે સવારનો ઘરમાં ચૂલો પણ નથી સળગ્યો. જો કંઈ પણ સિલક હોત, તો તને જરૂર આપત. મારી વાતનો વિશ્વાસ કર, હું તને જૂઠું નથી કહેતી.

પ્રતિભાના હાથમાં પિત્તળના કડાં હતાં. ધનજી તેને સોનાના સમજી બોલ્યો, 'ચૂલો ન સળગાવવાની વાત હું કેવી રીતે સાચી માનું ? જેના હાથમાં સોનાના કડાં હોય, તેના ઘરમાં ખર્ચની આટલી બધી તંગી ! એમ તે શી રીતે હોઈ શકે ? ધોબીની વાત સાંભળી પ્રતિભાના મ્હોં અને આંખ પર રતાશ ચઢી આવી. તેના મનમાં ક્રોધની સાથે કંઇ ગ્લાનિ પણ આવી. પણ તે તરત પોતાના મનનો ભાવ છુપાવી બોલી, 'ધનજી ! ભગવાન કરે, તારી વાત સાચી ઠરે. મારા હાથમાં ફરી સોનાનાં કડાં પડે. હવે સોના ચાંદી કયાંથી ? એક એક કરતાં સહુ વેચાઇ ગયાં. આ જે તું જુએ છે, તે પિત્તળના છે' એમ કહેતાં કહેતાં પ્રતિભાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે લૂગડાંથી આંસુઓ લૂછી નાંખ્યાં. આ જોઈ ધનજીના હલકાં હૃદયમાં પણ દયા ઉભરાઈ આવી. તે એક લાંબો શ્વાસ લઇ કપડાં નીચે મૂકી ત્યાંથી ગૂપચૂપ ચાલતો થયો. જતી વખતે પ્રભાની મુલાકાત પણ લીધી નહિ.

અહીં ધોબી ગયો, એટલે શામી પણ આવી પહોંચી. આવતાં તેણે પૂછ્યું "કેમ આમ મ્હોં ઉદાસ કરી શા સારૂ બેઠી છે ?"

**પ્રતિભા**—શામી ! તું કંઈ પણ સમજતી નથી. એટલા બધા જોરથી બોલે છે, કે ભાન પણ નથી રહેતું. જયન્ત અત્યારે જાગી પડે તો શું થાય ?

**શામી**—જાગે તો શું થાય ? પણ આજ દિવસે એ કેમ સૂતો છે ?

**પ્રતિભા**—તું બધી વાત જાણે છે, છતાં પણ અજાણની પેઠે કેમ પૂછે છે ? અત્યારે જો એ જાગી પડે, તો એને ખાવાને શું આપશું વારૂ.

**શામી**—તું તેને માટે શા સારૂ ફિકર કરે છે ? હું એને માટે લેતી આવી છું.

એમ કહીએ શામીએ પાકું કેળું, નારંગી તથા મીઠાઇનું પડીકું, પ્રતિભાની આગળ ધરી દીધું.

**પ્રતિભા**—આ તું કયાંથી લઇ આવી ?

**શામી**—કયાંથી લાવી છું, તે પૂછવાની શી જરૂર છે !

જયારે **શામી**ને જણાતું કે ઘરમાં કંઇ ખાવાનું નથી, ત્યારે પાડોસીઓને ઘેર જઈ કંઇ કામકાજ કરતી, અને તેમની પાસે જે કંઇ મળતું, તે લઇ **જયન્ત**ને માટે ખાવાની કંઇ ચીજ બજારમાંથી વેચાતી લઇ આવતી હતી. આને લીધે **શાન્તિલાલ**ના ઘરમાં ખાવાનું કંઇ ન હોય, તો પણ **જયન્ત**ને કદી ભૂખું રહેવું પડતું ન હતું. ઘણી વાર તો **શામી** આખા ઘરને ચાલે એટલી ખાવાની સામગ્રી

લઈ આવતી હતી. જો કોઈ દિવસ તે પાડોસીઓને ત્યાંથી કંઇ મેળવી ન શકતી, ત્યારે પોતાના આગળના એકઠાં કરેલાં દ્રવ્યમાંથી પણ ખર્ચ કરતી, અને સર્વને ખવડાવતી.

જયન્ત ઉપર શામાનો આટલો બધો સ્નેહ જોઈ પ્રતિભાએ કહ્યું, "શામી, જયન્તની સાચી મા તો તુંજ છે."

શામી હસીને બોલી, "તો તું શું જયન્તની કાકી છે."

પ્રતિભાની આંખોમાં આંસુ તરી આવ્યાં, તો પણ તે રડવું ખાળી બોલી. "જયન્ત મારા પેટથી ઉત્પન્ન થયો છે એ વાત ખરી, પણ એને પાળ્યો પોષ્યો તો તેંજ ને!"

તે સાંભળી શામીનું હૃદય મીણની પેઠે પીગળી ગયું. તેની આંખોમાં પણ આંસુએ દર્શન દીધાં. આખરે બંનેએ મળી જયન્તને જગાડયો, અને ખાવાનું આપ્યું.

શાન્તિલાલ કપડાં પહેરી દરબારમાં ગયા. જે ઠાકોરે તેને આશ્રય આપવાની વાત કહી હતી, તે ત્યારે જમી પલંગ પર પડી આળોટતા હતા. શાન્તિલાલે તેમના નોકરોને ઉપર ખબર કરવા કહ્યું. પણ કોઇએ તેની વાત સાંભળી નહિ. એ નોકરોમાં એકનું નામ રામો હતું. શાન્તિલાલે બધામાં તેને સારો જાણી કહ્યું, "ભાઈ, આજ મારા ઘરમાં ખાવા માટે કશું નથી. બાલબચ્ચાં સહુ ભૂખ્યાં છે. તું ઠાકોર સાહેબને હું આવ્યો છું, તેની જો ચેતવણી આપે, તો તારો મોટો ઉપકાર થશે."

રામો—તું વખત બેવખત કંઇ સમજતોજ નથી. આ વખત શું ચેતવણી આપવાનો છે? સરકાર અત્યારે સૂતેલા છે.

# એક દ્રષ્ટિ કરજો.



ગયું પુષ્પ પ્રગટ થયા પછી દીવાળીના પુષ્પની તૈયારી માટે આ પુષ્પ બની શક્યું તેટલું જલદી પ્રગટ કર્યું છે. અમારા કેટલાક બંધુઓ તરફથી વાર્ષિક મૂલ્યમાં વધારો કરી **પુષ્પહારને** ફરી સચિત્ર કરવાની માગણી થઇ છે પણ સર્વની ઇચ્છા શિવાય તેમ કરવું યોગ્ય ન લાગવાથી એ સુચનાનો સ્વીકાર કર્યો નથી. તો પણ હાલની સ્થીતીમાં "પુષ્પહાર" ચાલુ રાખી શકાય નહિ. "**પુષ્પહાર**" **ના** શરૂઆતથીજ ગ્રાહક છે તેને ધારા મુજબ માત્ર ચૌદ આનાનુંજ વી૦ પી૦ કરવામાં આવશે પણ આવતા વર્ષથીજ જેઓ ગ્રાહક થશે તેમને રૂપિઆ એકનું વી પી. કરીશું માટે દરેક બંધુને વિનંતિ છે કે તેમણે પોતાના મિત્રો અને સ્નેહીઓને તુરતજ ગ્રાહક કરી ભેટનો લાભ અપાવી પોતે પણ **ઈનામમાળાનો** લાભ મેળવવો. જેમને આવતે વર્ષે ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય તેમણે કૃપા કરી એક કાર્ડથી તુરત ખબર આપવી. "સરસ્વતી"માળા પણ ટુંક સમયમાંજ પ્રગટ થશે. વી. પી. સ્વીકારવા ઇચ્છા ન હોય તેમણે તુરતજ ખબર આપવી નાહકના નુકશાનમાં ઉતારનારના નામો પ્રગટ કરવાની દીલગીરી ભરી ફરજ પડશે."

"**પ્રયોજક**"

# દુશ્મનોપર ગોળીઓ.



લડાઈમાં ગોળીઓ વગર દુશ્મનો મરતા નથી શરીર પર રોગ અને નબળાઈ રૂપ દુશ્મનોના ધસારાને હઠાવવાને તથા તેઓને નાશ કરવાને .આતંક નિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરનાર માણસ પુરી ફતેહ મેળવે છે. હાથથી જવા લાગેલા શરીરરૂપ કિલ્લાને બરાબર પોતાના કબજામાં રાખી શકે છે. એટલુંજ નહિ પણ લાંબી મુદતે પણ ખડ ખડે નહિ એવી રીતે તેને મજબુત બનાર્વા શકે છે.

આ ગોળીઓ પાચન શકિતને સુધ.રે છે લોહી તથા વીર્યના દરેક જાતના વિક રને દુર કરે છે અને શરીરમાં તેજ તથા તાકાત આપે છે.

કિંમત ગોળી ૩૨ની ડબી ૧નો રૂા. ૧ એક
વધારે વિગત જાણવાને પ્રાઇસલિસ્ટ મંગાવો.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી.

સુરતના એજંટ-
ઉત્તમરામ ઉમેદરામ
ચાંપાબજાર સુરત.

માલેક આતંકનિગ્રહ ઔષધાલય.
જામનગર કાઠિયાવાડ.

(૧) **પદ્મલતા યાને કંટકમાં ગુલાબ**-વિર, કરૂણા અને શ્રંગાર રસથી ભરપુર વાંચવા લાયક અત્યુત્તમ નવલ કથા અનાથ સુરેંદ્ર, ક્રુર કાળસીંહ, પ્રેમની તળી, પદ્મલતાનું સાહસ, પ્રેમીઓની પરાકાષ્ટા, વિરેંદ્રની વિરતા, બંધુ ભાવ, ભાઇ કે રસોઇ ? બાપ કે સાપ ? કાંટાંમાં ગુલાબ કળી ઇત્યાદી વિષયોનુ સચોટ ગુંથન કર્યું છે. પૃષ્ટ ૪૫૦, પાકુ બાઇન્ડીંગ, એ ાનેરી નામો છતાં કીંમત માત્ર ૧-૪-૦

(૨) **કળીયુગની સતી**-ભાગ ૧-૨. દુષ્ટ દોસ્તની બદદાનત ફેસનેબલ માલતી, નાટકમાં ગભરામણ, વૃદ્ધ વ્રજલાલ, કીશોર અને સરલા વગેરે પાત્રો છે. માત્ર એક આનાની ટીકીટ મોકલવાથી બન્ને ભાગ મોકલીશું.

(૩) **વિપલતા ભાગ ૧-૨-૩**-આ પુસ્તક બંગાળાના સુપ્રસિદ્ધ લેખક બાબુ **બંકિમચંદ્ર**ની કલમથી લખાયલું છે તેના છડાદાર ભાષામાં ગુજરાતીમાં અનુવાદ કરવામાં આવ્યો છે. મદ્યપાનના ભયંકર પરીણામ સ્ત્રી સ્વાતંત્ર્ય, વિધવા વિવાહ **વગેરે મુખ્ય વિષયો છે.** પુષ્ટ ૨૭૦. ત્રણે ભાગ મળી કિંમત માત્ર **બાર આના.**

(૪) **લતા અને લલિતા**-ભાગ ૧-૨ દરેક ભાગમાં પૃષ્ટ ૨૦૦. તથા ચાર સુંદર ફોટા. દરેક ભાગની કીંમત માત્ર ૦-૧૨-૦ પાકુ બાઇન્ડીંગ સોનેરી નામ. અંગ્રેજી કુમારીકાના પ્રેમ દર્શનથી આર્ય બાળા ઉપર કેવી અસર થાય છે. કેળવાયલા પુત્રને ચોકકસ કન્યા સાથે પરણાવનાર પિતા, શોભના અને રમાનું સ્નેહ દર્શન અવસ્ય જોવા લાયક છે.

**જરીવાલા એન્ડ કંપની. બેગમપુરા-સુરત.**

# જાણો છો ?

## કે,

### આ આશ્રમમાં હિંદુ જાતીનાં ૧૦૦ અનાથ બાળકો અને અશકતો હિંદુ વર્ણ વ્યવસ્થા પ્રમાણે પળાતાં હોવાથી આર્થીક સહાયની ઘણીજ જરૂર છે.

રૂા. ૨૦૦) અન્નદાન ખાતે આપી દર વરસે એક દીવસ અનાથોને જમાડો, અને નામની તખતી ચેડાવી અમર નામ કરો.

રૂા. ૨૫) ગૌદાન ખાતે આપી અનાથોને દુધ પાઓ અને બોર્ડપર નામ લખાવી યાદગીરી રખાવો.

દરેક જાતનાં દાન લેવાય છે, દરેક વસ્તુના દાનની જરૂર છે. દરેક દાનની પાવતી મળે છે. એક રૂપીઓ અને તથી વધારે આપનારનાં નામ અઠવાડીક પેપરમાં તથા વાર્ષિક રીપોર્ટમાં પ્રસિદ્ધ થાય છે.

દાન મોકલી રીપોર્ટ મંગાવવા લખોઃ—

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ—

નડીઆદ.

(૫) **ચિતોડનો ઘેરો**–રજપુતોના રણોત્સાહ તથા અકબરની ઉદારતા, વીમળાની બહાદુરી વગેરે બતાવતું નાનકડું ઐતીહાંસીક નોવેલ છે કીંમત **માત્ર ત્રણ આના** પોસ્ટેજ ૦–૦–૬

(૬) **શ્રીમંત છત્રપતિ સંભાજી મહારાજ**– હીંમત અને શારીરીક શકિતમાં સંભાજીએ હદજ કરી છે. શાહજાદી રોશન આરોનો પ્રેમ. તુલસીબાઇની કપટી પ્રેમ જાળ વગેરેનો હૃદય વેધક ચિતાર સામે ઉભેલો દેખાય છે. શૃંગાર અને વીર રસ પ્રાધાન્ય હોવાથી ખાસ વાચવા લાયક છે. ૨૫૦ પૃષ્ટ. પાકુ બાઇન્ડીંગ, સોનેરી નામ છતા મૂલ્ય **માત્ર બાર આના.**

(૭) **નુરજહાં અથવા સત્તરમી સદીની શાહેનશાહ બાનુ**–દુનિયાની સૌંદર્યવાન સ્ત્રીઓમાંની એક હતી. જહાંગીર જેવો બાદશાહ તેના પતિનું ખુન કરાવી તેની સાથે પરણે એમાં નવલ નહોતું પ્રેમરસ ભરીત ખાસ વાંચવા યોગ્ય છે. મૂલ્ય **ત્રણ આના.** પોસ્ટેજ ૦–૦–૬

દરેક પુસ્તકનું પોસ્ટેજ વી પી. જુદુ. આઠ આનાથી ઓછા ઓર્ડર માટે પોસ્ટના ટીકીટ બીડવી.

**લખો:–જરીવાલા એન્ડ કું. બેગમપુરા–સુરત.**

---

આ પુસ્તકમાં ચાલુ વાર્તા સંસાર મંજરીના પાના ૩૩થી૬૪ સુધી સુરત બાગાતલાવપર આવેલા "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ દુર્લભદાસે છાપ્યા. અને પાના ૧થી ૮ સુધી અને ટાઇટલ પેજ સુરત–ખપાટીયા ચકલા તાસવાળાની પોળમાં લક્ષ્મી નારાયણની વાડીમાં આવેલા **"જૈન વિજય"** પ્રીન્ટીંગ પ્રેસમાં મુળચંદ **કસનદાસ કાપડીઆ** એ છાપ્યાં અને **સુરત બેગમપુરા**માંથી **ચંપકલાલ ગીરધરલાલ જરીવાલાએ** પ્રસીધ કર્યું–

# ઈનામો ! સુંદર ભેટો ! ઈનામો !

અમારા કાર્યાલય તરફથી "પુષ્પહાર" અને "સરસ્વતી વાર્તામાળા" નામની બે વાર્તામાળાઓ બહાર પડે છે. પુષ્પહારનું વાર્ષિક મુલ્ય માત્ર બાર આના છે અને "સરસ્વતી" માળાનુ મુલ્ય ૧ ૨–૦ છે. બંન્નેમાંથી કોઇ પણ માળાના ગ્રાહકો વધારનારને નીચે મુજબ કીમતી ઇનામો આપવામાં આવશે. ગ્રાહક વધારવા માટે હેંડબીલો વગેરે મેનેજરને લખવાથી મોકલવામાં આવશે. ગ્રાહક વધારનાર પુષ્પહારનો ગ્રાહક હોવો જોઇએ વાર્ષિક મુલ્ય મળી ગયા પછીજ ભેટો મોકલવામાં આવશે. ભેટનુ પોસ્ટ ખર્ચ મેળવનારને શીરછે વર્ગ.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨૦ | ગ્રાહક વધારનારને | એક રાસ્કોપ સીસ્ટમ ઘડીયાળ |
| ૨ | ૧૫ | ,, ,, | સુંદર ઇન્ડીપેન |
| ૩ | ૧૦ | ,, ,, | એક ચાંદીના અછોડો |
| ૪ | ૯ | ,, ,, | સુગંધીદાર ત્રણ સાબુનુ બાકસ |
| ૫ | ૮ | ,, ,, | પુષ્પહાર આખું વર્ષ મફત. |
| ૬ | ૭ | ,, ,, | સુગંધીદાર હેરઓઇલની બાટલી |
| ૭ | ૬ | ,, ,, | અત્યુત્તમ સેન્ટની શીશી |
| ૮ | ૫ | ,, ,, | ચાંદીનુ એક કોલર બટન |
| ૯ | ૪ | ,, ,, | આ પુસ્તકની સચિત્ર વાર્તાની બુકો |
| ૧૦ | ૩ | ,, ,, | ખુલખુલ માસિકના ત્રણ અંકો |
| ૧૧ | ૨ | ,, ,, | એક ફેન્સી રૂમાલ |

લખો:—"પુષ્પહાર" ઓફીસ.

બેગમપુરા—સુરત.